માત્રનું ચિંતન [ કરે; અને ] દુઃખને તજીને ઘોર અને મૂઢ ( નામની બુદ્ધિવૃત્તિઓમાં સત્ અને ચિત્નું ચિંતન [ કરે ]. ૨૬.

शांतासु सच्चिदानंदांस्त्रीनप्येवं विचिंतयेत् ।
कनिष्ठमध्यमोत्कृष्टास्तिस्रश्चिंताः क्रमादिमाः ॥ २७ ॥ १५६३

શબ્દાર્થ:—શાંત વૃત્તિઓમાં સત્, ચિત્ અને આનંદ [ એ ] ત્રણેયનું ચિંતન કરે. એ પ્રમાણે આ કનિષ્ટ મધ્યમ અને ઉત્તમ [ એમ ) ત્રણ પ્રકારનું ધ્યાન; અનુક્રમે [કનિષ્ટ, મધ્યમ અને ઉત્તમ અધિકારીઓને માટેછે]. ૨૭.

मंदस्य व्यवहारेऽपि मिश्रब्रह्मणि चिंतनम् ।
उत्कृष्टं वक्तुमेवात्र विषयाऽऽनंद ईरितः ॥ २८ ॥ १५६४

શબ્દાર્થ:—મંદ ( બુદ્ધિવાળા પુરૂષ )ને વ્યવહારમાં પણ મિશ્ર બ્રહ્મમાં ધ્યાન [ કરવું ] ઉત્કૃષ્ટ [ છે એમ ] કહેવાને માટે જ અહિંઆં ( વેદાંતના પ્રકરણોમાં ) વિષયાનંદ કહેલો [ છે ]. ૨૮.

औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यादुत्तमोत्तमम् ।
चिंतनं वासनाऽऽनंदे ध्यानमुक्तं चतुर्विधम् ॥ २९ ॥ १५६५

શબ્દાર્થ:—ઉદાસીનપણામાં તો બુદ્ધિવૃત્તિની શિથિળતાથી વાસનાનંદમાં [ જે ] ચિંતન, [ તે ] ઉત્તમથી પણ ઉત્તમ [ધ્યાન છે. એ પ્રકારે] ચાર પ્રકારનું ધ્યાન કહેલું [ છે ]. (અહિંઆં પાછળ ૧૫૬૨ મા શ્લોકથી બતાવેલ વૃત્તિસહિત ત્રણ પ્રકારનું, અને આ વૃત્તિરહિત એમ થઇ ચાર પ્રકારનું ધ્યાન કહેલું છે. બુદ્ધિવૃત્તિની શિથિળતા થવાથી વાસનાનંદમાં જે ધ્યાન છે તે વૃત્તિરહિત ધ્યાન છે એવો ભાવ. ) ૨૯.

### ૩. ઉક્ત ધ્યાનનું બ્રહ્મવિદ્યાપણું. ૧૫૬૬—૧૫૭૧.

न ध्यानं ज्ञानयोगाभ्यां ब्रह्मविद्यैव सा खलु ।
ध्यानेनैकाग्र्यमापन्ने चित्ते विद्या स्थिरीभवेत् ॥३०॥ १५६६

શબ્દાર્થ:—જ્ઞાન અને યોગ ( બંને )વડે [ આ ] ધ્યાન નથી, [ પણ ] ખરેખર તે બ્રહ્મવિદ્યા જ [છે]. ધ્યાનવડે એકાગ્રતા પ્રાપ્ત થયે સતે ચિત્તમાં બ્રહ્મવિદ્યા સ્થિર થાય છે. ૩૦.

विद्यायां सच्चिदानंदा अखंडैकरसात्मताम् ।
प्राप्य भांति न भेदेन भेदकोपाधिवर्जनात् ॥ ३१ ॥ १५६७

શબ્દાર્થ:—વિદ્યામાં ( બ્રહ્મવિદ્યામાં ) [ બ્રહ્મના ] સત્, ચિત્ અને આનંદ ( નામના ત્રણે ) સ્વભાવો અખંડ એકરસરૂપતાને પામીને ભાસેછે; [ પણ ] ભેદ કરનાર ઉપાધિના અભાવથી ભેદવડે નહિ. ( અર્થાત્ તેઓ ભેદવડે ભાસતા નથી. ) ૩૧.

शांता घोराः शिलाद्याश्च भेदकोपाधयो मताः ।
योगाद्विवेकतो वैषामुपाधीनामपाकृतिः ॥ ३२ ॥ १५६८

શબ્દાર્થ:—શાંત, ઘોર [ અને મૂઢ ] વૃત્તિઓ અને [ તેઓના ભેદરૂપ ] શિલા આદિક; [ એઓને ] ભેદ કરનારી ઉપાધિઓ માનેલી [ છે ]. યોગ ( ચિત્તૈકાગ્ય ) થી અથવા વિવેક ( વિચાર ) થી એ ઉપાધિઓનું નિવારણ [ થાયછે ]. ૩૨.

निरुपाधिब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे ।
अद्वैते त्रिपुटी नास्ति भूमाऽऽनंदोऽत उच्यते ॥३३॥ १५६९

શબ્દાર્થ:—અદ્વૈત [ અને ] સ્વપ્રકાશ એવું ઉપાધિ વગરનું બ્રહ્મતત્ત્વ ભાસમાન સતે; ( જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનની ) ત્રિપુટી નથી, એટલા માટે [ આ ] પરિપૂર્ણ એવું બ્રહ્મ આનંદ કહેવાય છે. ૩૩.

ब्रह्माऽऽनंदाभिधे ग्रंथे पंचमोऽध्याय ईरितः ।
विषयानंद एतेन द्वारेणांतः प्रवेशनम् ॥ ३४ ॥ १५७०

શબ્દાર્થ:—બ્રહ્માનંદ નામના ગ્રંથમાં, વિષયાનંદ ( નામે ) પાંચમો અધ્યાય કહ્યો. એ ( વિષયાનંદરૂપ ) દ્વારવડે [ બ્રહ્માનંદની ] અંદર પ્રવેશ [ કરવો ]. ૩૪.

प्रियाद्धरिहरोऽनेन ब्रह्माऽऽनंदेन सर्वदा ।
पायाच्च प्राणिनः सर्वान् स्वाश्रितांश्शुद्धमानसान् ॥३५॥१५७१

શબ્દાર્થ:—આ બ્રહ્માનંદવડે વિષ્ણુરૂપ શિવ સર્વદા પ્રસન્ન થાઓ. અને પોતાને આશ્રયે આવી રહેલ શુદ્ધ મનવાળા સર્વ પ્રાણીઓનું રક્ષણ કરો. ૩૫.

॥ इति श्रीसनातनयोगमार्गोद्धारकपूज्यपादब्रह्मनिष्ठश्रीमन्नथुराम शर्मणः शिष्येण पाठकावटंकेन सदारामात्मजेन विश्वनाथशर्मणा विरचितायां पंचदश्याः श्रीगुर्जरानंददायिन्यां ब्रह्मानंदे विषयानंदो नाम पंचदशोऽध्यायःसमाप्तः ॥

॥ समाप्तोऽयं ग्रंथः ॥

# ॐ तत्सत्

## आ ग्रंथमां आवेला श्लोकोनी वर्णानुक्रमणिका.

(( ४८ Bombay